# પ્રસ્તાવના.

બાળવર્ગમાં ઘણા ભાગે અનટ્રેન શિક્ષકો હોય
તેથી તેમનું શિક્ષણ બોજારૂપ થઇ ન પડે અને
ર્ગના શિક્ષકોને હમેશનાં પાઠ આપવાની
તા હાથ લાગે તે હેતુથી આ ભાગ પ્રગટ
ો છે, તો તેનો રૂડો ઉપયોગ થઈ કેવળ ન-
કરાવવાની વ્યવસ્થામાં સુધારો થશે.

૧-૧૧-૦૫ છ. લ. શાહ.

---

શ્રી

# *સરળ દેશી હિસાબ ધોરણ બહાર અને પહેલું.

## ધોરણ બહાર–બાળવર્ગ.

### આંકનું શિક્ષણ

### પાઠ ૧ લો–એકથી દશ સુધી.

**સૂચના**—બાળકોને આંક શરૂ કરતાં સાદી સંખ્યાનો ઉપયોગ કરવો નહિ વસ્તુવડે અંકોનો વિચાર તેમના મનપર ઠસાવવો. પહેલાં તો તેમને ગણતરી કરતાં શિખવવું, અને તેમાં જેમ જેમ ગમ પડે તેમ તેમ કડીઓ અને સળીઓની મેળવણીથી, આકારના કકડાઓથી કે અનુકુળ પદાર્થ વડે અંકોનાં રૂપ ગોઠવરાવવાં; અને સમજ પડી હોય તે અંક આકારનાં પત્તામાંથી શોધાવવો. પછી તે દરેક અંક કાળા પાટિયા પર ચ કવડે કઢાવવો. જે છોકરાં અટકી પડે કે એડોળ આકાર કાઢે તેમને શિક્ષકે મદદ આપવી, અને એ બધી તૈયારી થયા બાદ સ્લેટપર લખાવવું. આકાર સફાઈબંધ અને સીધા કાઢવાપર વારંવાર ટોકણી કરી પહેલેથી સારૂં લખવાની ટેવ પાડવી.

**એકથી દશ સુધીનુ શિક્ષણ.**

**એકડે એક.**

સાધન—અનુકુળ હોય તેવી એકેક વસ્તુ.

**આરંભપ્રશ્ન–એક વસ્તુનું ભાન.**

(૧) તમારે માથાં કેટલાં છે? (૨) તમારે નાક કેટલાં છે?
(૩) તમારે મોં કેટલાં છે? (૪) તમારે પેટ કેટલાં છે?

---

* લખનાર–છગનલાલ લલ્લુભાઈ શાહ, દેશીનામાવાળા.

(૫) તમારે માથે કેટલી ટોપીછે? (૬) મેં કેટલી પેન પકડીછે?
(૭) આ કેટલા પૈસા છે ? (૮) સૂરજ કેટલા ઉગે છે?

**મુખ્ય વિષય–એકનો આકાર.**

(૯) આ કડીનો આકાર કેવો છે? એવી બાજી ચીજનાં નામ દો. (૧૦) મેં કેટલી સળી પકડી છે? (૧૧) આ કડીને સળી પાસે ગોઠવું છું. હવે કયો આકાર થયો તે કહો ? એનું નામ **એકડેએક** કહેવાય. બધાં છોકરાં સાથે બોલો. (૧૨) અમુક નંબર તમે એકડો ગોઠવો? (૧૩) તમે કહો કે કઈ વસ્તુની મેળવણીથી એકડેએક ગોઠવો ? (ઘણા પાસે તે ગોઠવરાવવો).

**એકડેએક લખાવવા.**

(૧૪) તમે આ પાટિયા ઉપર સળી ચિતરો. (૧૫) તમે આ પાટિયા ઉપર કડીને ચિતરો. (૧૬) તમે આ પાટિયા ઉપર કડી ચિતરો અને તેને અડકાડીને સળી ચિતરો. (૧૭) બધાં છોકરાં બોલો એ શેનો આકાર થયો ? (ઘણાં ખરાં પાસે ચિતરાવવું.) (૧૮) તમે આ આકારનાં પત્તાં-માંથી એકડો શોધી લાવો. (૧૯) તમે એવો બીજો એકડો શોધી લાવો ? (૨૦) પત્તાંના એકડામાં અને તમારા એ-કડામાં ફેર છે તે હું સુધારૂં છું. (૨૧) તમે પત્તાં જેવો એકડો કાઢો. આજે શું ભણ્યા ? **એકડેએક.**

**પુનરાવર્ત્તન**

બધાં છોકરાં એકડેએક લખી લાવો.

**બગડેબેનું શિક્ષણ**

સાધન–પ્રત્યેક પદાર્થનાં બબ્બે નંગ.

**આરંભપ્રશ્ન**–બેનું ભાન કરવું.

(૧) તમારે કાન કેટલા છે ? (૨) તમારે આંખો કેટલી છે ?
(૩) તમારે હાથ કેટલા છે ? (૪) આ બારીનાં કમાડ કેટલાંછે?

મુખ્ય વિષય–બે ગણતાં શિખવવા.

(૫) તમારી સ્લેટ બતાવો તે કેટલી છે ? હું તમને એક આપું છું તો હવે કેટલી થઈ ?

(૬) આ એક પેન છે અને તમારી એક પેન લઉં તો કેટલી થાય?

(૭) આ એક કાંકરી છે તેની બે કરવી હોય તો કેટલી નાંખવી?

(૮) તમે પહેલા બે નંબર ઉભા થાઓ. તમે તેની ગણતરી કરો-એક, બે.

## બેમાંથી એક કમી કરવો

(૯) તમારી બે સ્લેટમાંથી એક પાછી આપો તો કેટલી રહેશે?

(૧૦) બે ખુરશીઓમાંથી કેટલી ઉઠાવું તો એક રહેશે?

(૧૧) કેટલીવાર એક લઇએ તો બે થઈ શકે?

(૧૨) મારી પાસે બે કાંકરી છે તેમાંથી એક તમને આપું અને બીજી જયુને આપું તો કેટલી રહે?

(૧૩) લુલા છોકરાને સાજા પગ કેટલા? કાણાને સારી આંખ કેટલી હોય?

(૧૪) તમે કહો એક વત્તા કે બે વત્તા કહેવાય?

## બેનો આકાર ગોઠવવો.

(૧૫) આ કડીઓ અને સળીઓથી એકડો ગોઠવો.

(૧૬) મેં તેના ઉપર અડધી કડી ગોઠવી, કહો શેનો આકાર થયો? એનું નામ **બગડે બે**. બધા સાથે બોલો. (ઘણા પાસે કરાવવો.)

(૧૭) આ પત્તામાંથી બગડો શોધી કાઢો?

(૧૮) તમે પાટિયા ઉપર બગડે બે ચિતરો? (બતાવવું)

(૧૯) આજે શું શિખ્યાં, કાલે શું શિખ્યાં હતાં? (બધા બોલો)

(૨૦) તમે મારી સામે બે આંગળી બતાવો? તમારે શું કરવા ઘેર જવું હોય ત્યારે આ નિશાની કરો? (સમજાવવું)

(૨૧) પહેલાં બે ઉભા થાવ અને નંબર બોલો. છેલ્લાં બે ઉભા થાઓ અને નંબર બોલો?

## પુનરાવર્તન.

બધાં છોકરાં એકડેએક અને બગડેબે લખી લાવો.

## ત્રગડે ત્રણનું શિક્ષણ.

પાછળ બતાવ્યું તેમ ત્રણની ગણતરીનાં સાધન ર. રાખીને શિખવવું. તેમાં નીચેનો ક્રમ જાળવવો.

(૧) ત્રણ રીતે ત્રણનું ભાન કરવું. **अ** ૨ માં એક ઉમેરીને, **ब** ૧ માં ૧+૧ ઉમેરીને, અને **क** ૧ માં ૨ ઉમેરીને.

(૨) ત્રણમાંથી ૧ કમી કરતાં અને ૨ કમી કરતાં શિખવવું.

(૩) ત્રણનો આકાર પદાર્થ વડે ગોઠવી, પાટિયા ઉપર ચિતરાવવો અને પત્તાંમાંથી શોધાવવો.

(૪) ૧, ૨ અને ૩ માં મોટી રકમ કઈ તે સમજાવવું.

(૫) ત્રણ ત્રણની ટુકડી પાડી નંબર બોલતાં શિખવવું.

(૬) પુનરાવર્ત્તનમાં ૧ થી ૩ સુધી લખી મંગાવવું.

## ચોગડે ચારનું શિક્ષણ.

( જુઓ ત્રગડે ત્રણની પદ્ધતિ. )

## પાંચથી નવ સુધીનુ શિક્ષણ.

બનતા સુધી પાંચ આંકડા ઉપર પ્રમાણે શિખવવા. અને છથી નવ સુધીના આંકડા એકેક ઉમેરીને શિખવવા. સોની એકડા પૂરી થાય એટલે ૬ થી ૯ સુધીના આંકો ઉમેરવા અને બાદ કરવાની ટેવ પાડવી.

---

## દસનું શિક્ષણ.

સાધન—પદાર્થનાં દસ નંગ હાજર રાખવાં.

### આરંભ પ્રશ્ન.

(૧) ૬ ને ૨, (૨) ૮ ને ૧, (૩) ૯ ને ૧, (૪) તમારા બે હાથની આંગળીઓ ગણો. (૫) તમે નવ લખો જોઈએ? (૬) દશ લખો?

### મુખ્ય વિષય.

(૧) આ મેં શું ગોઠવ્યું? એકડાની જોડે શું મૂક્યું છે? એનું નામ દશ કહેવાય. આ પત્તામાંથી દશ શોધી કાઢો. તમે પાટિયા ઉપર દશ લખો? તમે કહો કે પહેલું શું

લખ્યું? પછી શું લખ્યું? એનું નામ કંઈ નહિં પણ મીંડું કહેવાય. શું કહેવાય? શાનું નામ મીંડું? કોના આગળ મીંડું કર્યું?

તમે એકડેએકથી નવ સુધી લખો. કહો દરેક વખતે કેટલા આંકડા પાડયા? એકેક. દશને વાસ્તે કેટલા આંકડા માંડવા પડે? એકેક આંકડાની રકમને એકમ કહેવી. શું કહેવું? એકમ કયા કયા? ઠીક ત્યારે દશમાં બે આંકડા માંડવા પડે છે તેનો વિચાર કરીએ. આ દસ સળીઓ છે તેની જુડી બાંધીએ તો કેટલી થાય? પછી તેમાંથી કંઈ વધે કે નહિ? જે જુડી બાંધી તે શાની? માટે તેને ૧ દશકની જુડી કહી શકીએ અને તે કારણથી દશકનો આંક ૧ લખીએ અને કંઈ વધ્યું નહિ તેની વતીનું એકમમાં મીંડું કરીએ એટલે દશ લખાય? દશના આંકડામાં એકડો દશકનો કહેવાય, શું કહ્યું? મીંડું એકમનું કહેવાય, શું કહ્યું? શા માટે મીંડું આવે. મીંડાનો અર્થ શું? આજે શું શિખ્યા? ૧ થી ૧૦ સુધી બધાં છોકરાં બોલી જાઓ.

પુનરાવર્તન.

૯ લખો-૧૦ લખો? ૭ ને ૩? ૬ ને ૩? ૯ ને ૧? ૧૦ માં ૧ ઓછો? ૯ માં ૧ ઓછો? ૮-૧૧ ઇત્યાદિ.

## ૧૧ થી ૨૦ સુધીનું શિક્ષણ.

સાધન-દશ કોડીનું ઝૂમખું, દશ મણકાની શેર અથવા દશ વસ્તુ સમાવેલી થેલી અને દશ છુટાં નંગ.

### આરંભ પ્રશ્ન.

(૧) આ કોડીનું ઝૂમખું ગણો તેમાં તે કેટલી છે તેમાં ૧ નાખું તો કેટલી થાય? આજે તે તમને શિખવું છું

### મુખ્ય વિષય ગણતાં શિખવું.

| | | | | |
|---|---|---|---|---|
| (૨) | આ દશ કોડીમાં | ૧ નાખું | તો કેટલી થાય? | = ૧૧ |
| (૩) | ,, | ૨ નાખું | ,, | = ૧૨ |
| (૪) | ,, | ૩ નાખું | ,, | = ૧૩ |
| (૫) | ,, | ૪ નાખું | ,, | = ૧૪ |
| (૬) | ,, | ૫ નાંખું | ,, | = ૧૫ |

ઉથલાવીને—દશમાં કેટલા નાખવાથી અગીઆર થયા? તેમાં દશક કેટલા અને એકમ અથવા છુટાં નંગ કેટલાં? તેજ પ્રમાણે બધા અંકને ઉથલાવીને પૂછી ખાત્રી કરવી.

## લખતાં શિખવવું.

તમે અગીયાર ગણો? તમે તેર ગણો? તમે પંદર કરો? અગીયારમાં કેટલા દશક અને કેટલા એકમ? માટે પાટિયાપર તે લખવા હોય તો દશકનો ૧ અને એકમનો એક એમ બે એકડા જોડે લખાય. જુઓ હું લખું છું, તમે આ પત્તાંમાંથી ૧૧ શોધી કાઢો. ૧૧ માં દશકનો આંકડો બતાવો? તમે એકમનો આંકડો બતાવો. તે પ્રમાણે બધા અંકોમાંથી પૂછી પાકું કરાવવું. બધા અંકો સમજાવ્યા પછી પહેલેથી વંચાવવું, બાદ સ્લેટપર લખાવવું. જરૂર પડે તેટલીવાર લખાવવું. પછી સ્લેટ સાફ કરાવવી—અને પુનરાવર્ત્તન કરાવવું.

## ૨૧ થી ૧૦૦ સુધીનું શિક્ષણ.

૨૧ ને માટે દશકનાં બે જુથ, ૩૧ માટે ત્રણ જુથ અને ૪૧ માટે ૪ જુથ તૈયાર રાખીને શિખવવું અને તે પ્રમાણે સો સુધી શિખવવું.

## એકડેએક.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

## મનોચરન.

(૧) ૨૫, ૪૭, ૭૨, ૮૫, અને ૯૬ કેમ થાય ?
(૨) તમે દશથી એક સુધી ઉલટા બોલો ?
(૩) ૭૯, ૩૪, ૬૭, ૮૭, ૫૫, ૬૫ ને ૪૭ વાંચો.
(૪) મોટામાં મોટી એક આંકડાની રકમ કઈ?
(૫) નાનામાં નાની બે આંકડાની રકમ કઇ?
(૬) ૮૭, ૬૪, ૫૮ અને ૭૫ માં દશક કેટલા અને છુટા કેટલા ?

## એકાથી દાનનું શિક્ષણ.

પદાર્થને જેટલીવાર લઇએ તેટલા ગણો જવાબ આવે. ગુણાકાર અને સરવાળાની કૃતિથી તે સાબિત કરવું. તેમ આવડયા પછી છોકરાં પાસે પ્રયોગ કરાવવો અને તે જેમ જેમ તૈયાર થાય તેમ તેમ પાટિયાપર લખવો.

## એકાનું શિક્ષણ.

સાધન—ઘડિયો શિખવી શકાય તેટલાં પદાર્થનાં નંગ.

## આરંભપ્રશ્ન—એકગણું ગણવાના પ્રશ્ન.

(૧) ૧ છોકરાનાં પેટ કેટલાં ? (૨) ૨ છોકરાનાં પેટ કેટલાં? (૩) ૩ ગાયનાં પૂછડાં કેટલાં ? (૪) ૪ ગાયનાં પૂછડાં કેટલાં? (૫) ૭ વાર અકેક કાંકરી ટેબલપર મૂકો તો કેટલી થશે? ૭ શી રીતે થાય ? એમ સાતવાર ક્રમે રવા કરતાં એક સહેલી રીત છે તે તમને શિખવું છું.

## મુખ્ય વિષય.

૧ કાંકરી એકવાર લઇએ તો કેટલી થાય ? આમાં લેવાની વસ્તુ કેટલી છે ? અને તે કેટલીવાર લીધી છે ? જેટલીવાર લીધી હોય તે પહેલું બોલાય, અને જેટલી વસ્તુ લીધી તે પછી બોલાય—માટે એકવાર એક કાંકરી લીધી તો એક એકુએક આમ બોલાય, અને તે પાટિયા પર ૧૧૧ આમ લખાય. શી રીતે લખાય ? પહેલો એકડો શાનો ? બીજો એકડો શાનો ? અને ત્રીજો એકડો શાનો ? કયું પલાખું લખ્યું ? (ઘણાખરાને પૂછવું.)

આ ઢગલીમાંથી બે વાર અકેક કાંકરી લઉં છું તે કેટલી થશે ? કેટલીવાર લીધી? અકેક લીધી માટે શું ગણવું ? કેટલા એકું ગણવા ? જુઓ ત્યારે તે ૨ ૧ ૨ આમ

લખાય. પહેલો બગડો શાનો ? એકડો શાનો ? અને છેલ્લો બગડો શાનો ? એ શું લખ્યું—બધા વાંચો.

એ પ્રમાણે દસેએકુ દસ સુધી શિખવવું. એકેક વસ્તુ ઘણીવાર લઇએ અને તે ઉમેર ઉમેર કરીને, ગણીએ તો ઘણું લાંબું થાય માટે એકે ગુણવાની જરૂર છે. એ વાત પણ સમજાવવી. આખો ઘડિયો શીખવી રહ્યા પછી પાટિયામાં જોઇને બોલાવવો અને નકલ કરાવવી. પછી એકાદવાર લખવાનો વખત આપવો. બાદ સ્લેટ સાફ કરાવી પુનરાવર્તન કરવું. તેમાં એકગણા કરવાના દાખલા પૂછવા.

## દુનું શિક્ષણ.

### આરંભ પ્રશ્ન.

(૧) નવ એકું નવ કરી બતાવો. ( નવ વાર એકેક પદાર્થ લેવો જોઇએ. )

(૨) તમારે હાથ કેટલા છે ? તેમાં તમારા ભાઇના હાથ મેળવું તો કેટલા થાય ? (૩) ૩ વાર બબ્બે કાંકરી લેવાથી કેટલી થશે ? (૪) તમે ગઇ કાલે શું ભણ્યા હતા ? તે પછીનો ઘડિયો આજે શિખવું છું.

### મુખ્ય વિષય.

જુઓ આ ઢગલીમાંથી બે વસ્તુ હું લઉં છું. મેં તે કેટલીવાર લીધી ? કેટલી વસ્તુ લીધી. ત્યારે એકવાર બે વસ્તુ લીધી ખરી કે ? તમે ગઇ કાલે એકવાર એક વસ્તુ લીધી હતી તેનું પલાખું શી રીતે લખ્યું હતું ? ત્યારે આજે એકવાર બે વસ્તુ લીધી માટે તે શી રીતે લખાશે ? એક બે બે. જેમ એકને બદલે એકું વાપરવાના તેમ બેને બદલે દુ વાપરો અને ફરીથી બોલો ? ના સમજ પડે તો છેવટે કહેવું કે એક દુ દુ. શું કહ્યું ? તેને પાટિયાપર લખું છું તે જુઓ. તેમાં એકડો શાનો, પહેલો બગડો શાનો, અને બીજો બગડો શાનો ? બેને બદલે હવે શું બોલશો ?

હવે ઢગલીમાંથી બેવાર બબ્બે કાંકરી તમે લો અને બતાવો કે કેટલી થાય ? કેટલાવાર દુ થઇ ? બેવાર કેટકે-

ટકી લીધી માટે બીજું પલાખું ૨ ૨ ૪ આમ લખાય. પ્રત્યેક આંકડો શાનો તે પૂછી ખાત્રી કરવી. એ રીતે દાએ-દુએ ૨૦ સુધી પ્રત્યક્ષ કરાવીને પાટિયાપર ધડિયો લખવો. તે ઉપરથી બેને બે ચાર, અને ચારને બે ૭ એમ બબ્બેના સરવાળા પણ પૂછવા અને ઓછા કરવાના પણ પૂછવા બાળકો પાસે તે વંચાવવો, અને પુનરાવર્ત્તન કરાવવું. તેમાં બેગણું કરવાના પ્રશ્નો પૂછવા, તેમ કેટલાંક પલાખાં પણ લખાવવાં.

### તરી વગેરેનું શિક્ષણ.

એકા અને દુ માફક બધા ધડિયા શિખવવાં. ૩ ને તરી, ચારને ચોક ઇત્યાદિ નામો પ્રસંગ આવે શિખવવાં અને ગુણાકાર તથા સરવાળાનો ઉપયોગ કરવો

### એકા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૩ | ૩ | ૧ | ૪ | ૪ | ૧ | ૫ | ૫ |
| ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ | ૩ | ૬ | ૨ | ૪ | ૮ | ૨ | ૫ | ૧૦ |
| ૩ | ૧ | ૩ | ૩ | ૨ | ૬ | ૩ | ૩ | ૯ | ૩ | ૪ | ૧૨ | ૩ | ૫ | ૧૫ |
| ૪ | ૧ | ૪ | ૪ | ૨ | ૮ | ૪ | ૩ | ૧૨ | ૪ | ૪ | ૧૬ | ૪ | ૫ | ૨૦ |
| ૫ | ૧ | ૫ | ૫ | ૨ | ૧૦ | ૫ | ૩ | ૧૫ | ૫ | ૪ | ૨૦ | ૫ | ૫ | ૨૫ |
| ૬ | ૧ | ૬ | ૬ | ૨ | ૧૨ | ૬ | ૩ | ૧૮ | ૬ | ૪ | ૨૪ | ૬ | ૫ | ૩૦ |
| ૭ | ૧ | ૭ | ૭ | ૨ | ૧૪ | ૭ | ૩ | ૨૧ | ૭ | ૪ | ૨૮ | ૭ | ૫ | ૩૫ |
| ૮ | ૧ | ૮ | ૮ | ૨ | ૧૬ | ૮ | ૩ | ૨૪ | ૮ | ૪ | ૩૨ | ૮ | ૫ | ૪૦ |
| ૯ | ૧ | ૯ | ૯ | ૨ | ૧૮ | ૯ | ૩ | ૨૭ | ૯ | ૪ | ૩૬ | ૯ | ૫ | ૪૫ |
| ૧૦ | ૧ | ૧૦ | ૧૦ | ૨ | ૨૦ | ૧૦ | ૩ | ૩૦ | ૧૦ | ૪ | ૪૦ | ૧૦ | ૫ | ૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૬ | ૧ | ૭ | ૭ | ૧ | ૮ | ૮ | ૧ | ૯ | ૯ | ૧ | ૧૦ | ૧૦ |
| ૨ | ૬ | ૧૨ | ૨ | ૭ | ૧૪ | ૨ | ૮ | ૧૬ | ૨ | ૯ | ૧૮ | ૨ | ૧૦ | ૨૦ |
| ૩ | ૬ | ૧૮ | ૩ | ૭ | ૨૧ | ૩ | ૮ | ૨૪ | ૩ | ૯ | ૨૭ | ૩ | ૧૦ | ૩૦ |
| ૪ | ૬ | ૨૪ | ૪ | ૭ | ૨૮ | ૪ | ૮ | ૩૨ | ૪ | ૯ | ૩૬ | ૪ | ૧૦ | ૪૦ |
| ૫ | ૬ | ૩૦ | ૫ | ૭ | ૩૫ | ૫ | ૮ | ૪૦ | ૫ | ૯ | ૪૫ | ૫ | ૧૦ | ૫૦ |
| ૬ | ૬ | ૩૬ | ૬ | ૭ | ૪૨ | ૬ | ૮ | ૪૮ | ૬ | ૯ | ૫૪ | ૬ | ૧૦ | ૬૦ |
| ૭ | ૬ | ૪૨ | ૭ | ૭ | ૪૯ | ૭ | ૮ | ૫૬ | ૭ | ૯ | ૬૩ | ૭ | ૧૦ | ૭૦ |
| ૮ | ૬ | ૪૮ | ૮ | ૭ | ૫૬ | ૮ | ૮ | ૬૪ | ૮ | ૯ | ૭૨ | ૮ | ૧૦ | ૮૦ |
| ૯ | ૬ | ૫૪ | ૯ | ૭ | ૬૩ | ૯ | ૮ | ૭૨ | ૯ | ૯ | ૮૧ | ૯ | ૧૦ | ૯૦ |
| ૧૦ | ૬ | ૬૦ | ૧૦ | ૭ | ૦૭ | ૧૦ | ૮ | ૮૦ | ૧૦ | ૯ | ૯૦ | ૧૦ | ૧૦ | ૧૦૦ |

### મનોયત્ન.

(૧) એક વર્ગમાં ૭ છોકરા છે દરેકને બબ્બે પેન આપું તો કેટલી જાય? (૨) ત્રણ ટકાના પૈસા કેટલા? (૪)

પાંચ દુ, તરી, ચોક, પંચક્કુ અને છક્કું એટલે શું? (૬) ૬ ગાયોના પગ કેટલા? (૭) ૩૬ પતાસાંના ચોક અને છકડાં કેટલાં? (૮) એક પૈસાની ૯ લખોટી તો ૮ પૈસાની કેટલી?

## અગીઆરાનું શિક્ષણ.

સાધન—ઘડિયો પૂરતાં પદાર્થનાં નંગ—જેમાં દશ દશકનાં ઝૂમખાં અને તે ઉપરાંત છૂટાં નંગ વાપરવા પૂરતાં હાજર જોઇએ.

## આરંભ પ્રશ્ન

(૧) ગઇ કાલ શું શિખ્યા હતા? (૨) ચાર દાન? (૩) દશ ને એક? (૪) ચાર દશક ને ચાર એટલે કેટલા એકમ? (૫) દાન પછી શું શિખવું?

## મુખ્ય વિષય.

દશક+૧=૧૧ અગીયાર એકવાર લઇ બતાવો.૧૧ ૧ ૧૧ દશક+૧+દશક+૧=બેવાર અગીયાર,લઇ બતાવો; કેટલા થયા? દશકમાં દશક ઉમેરો અને એકમમાં એકમ ઉમેરો કહો બે દશક ને બે થયા તેના એકમ કરો. ત્યારે અગીયાર ભેગા કરવાથી કેટલા થાય? જુઓ તે હું લખું છું તમે વાંચો. ૧૧ ૨ ૨૨.

હવે . દશક+૧ ( અગીયાર ) +દશક + ૧ ( અગીયાર + દશક + ૧ ( અગીઆર=ત્રણવાર અગીઆર લઇએ તો કેટલા દશક અને કેટલા એકમ થાય? ૩ દશક ને ૩ એકમના એકમ કેટલા? માટે ત્રણવાર અગીઆર લઇએ તો આમ લખાય તમે તેને વાંચો. ૧૧ ૩ ૩૩.

ઇત્યાદિ કરીને ઘડિઓ પૂરો કરવો. પછી ઘડિઆના અંકોપરથી ૧૧ + ૧૧, ૨૨ ને ૧૧, ૩૩ ને ૧૧ એમ ઉમેરવાનું પૂછવું. પછી ઉલટી રીતે એટલે બાદ કરવાનું પૂછવું. એમ ઉલટપાલટ સ્વાલથી ઘડિયો પાકો કરાવી બધાં પાસે વંચાવવો અને સ્લેટપર લખાવવો પુનરાવર્ત્તનમાં ઘડિયો લખી મગાવવો અથવા તો તેના ઉપયોગનાં લેખાં પૂછવાં.

## બારા વગેરેનું શિક્ષણ.

જેમ અગીઆરા શિખવીએ તેમ જ બારા વગેરે એટલે ચાલીસા સુધી પદાર્થવડે શિખવવા અને સરવાળા બાદબાકી વગેરેનો ઉપયોગ કરવો.

## અગીઆરા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૧૧ | ૧૨ | ૧ | ૧૨ | ૧૩ | ૧ | ૧૩ | ૧૪ | ૧ | ૧૪ | ૧૫ | ૧ | ૧૫ |
| ૧૧ | ૨ | ૨૨ | ૧૨ | ૨ | ૨૪ | ૧૩ | ૨ | ૨૬ | ૧૪ | ૨ | ૨૮ | ૧૫ | ૨ | ૩૦ |
| ૧૧ | ૩ | ૩૩ | ૧૨ | ૩ | ૩૬ | ૧૩ | ૩ | ૩૯ | ૧૪ | ૩ | ૪૨ | ૧૫ | ૩ | ૪૫ |
| ૧૧ | ૪ | ૪૪ | ૧૨ | ૪ | ૪૮ | ૧૩ | ૪ | ૫૨ | ૧૪ | ૪ | ૫૬ | ૧૫ | ૪ | ૬૦ |
| ૧૧ | ૫ | ૫૫ | ૧૨ | ૫ | ૬૦ | ૧૩ | ૫ | ૬૫ | ૧૪ | ૫ | ૭૦ | ૧૫ | ૫ | ૭૫ |
| ૧૧ | ૬ | ૬૬ | ૧૨ | ૬ | ૭૨ | ૧૩ | ૬ | ૭૮ | ૧૪ | ૬ | ૮૪ | ૧૫ | ૬ | ૯૦ |
| ૧૧ | ૭ | ૭૭ | ૧૨ | ૭ | ૮૪ | ૧૩ | ૭ | ૯૧ | ૧૪ | ૭ | ૯૮ | ૧૫ | ૭ | ૧૦૫ |
| ૧૧ | ૮ | ૮૮ | ૧૨ | ૮ | ૯૬ | ૧૩ | ૮ | ૧૦૪ | ૧૪ | ૮ | ૧૧૨ | ૧૫ | ૮ | ૧૨૦ |
| ૧૧ | ૯ | ૯૯ | ૧૨ | ૯ | ૧૦૮ | ૧૩ | ૯ | ૧૧૭ | ૧૪ | ૯ | ૧૨૬ | ૧૫ | ૯ | ૧૩૫ |
| ૧૧ | ૧૦ | ૧૧૦ | ૧૨ | ૧૦ | ૧૨૦ | ૧૩ | ૧૦ | ૧૩૦ | ૧૪ | ૧૦ | ૧૪૦ | ૧૫ | ૧૦ | ૧૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૧ | ૧૬ | ૧૭ | ૧ | ૧૭ | ૧૮ | ૧ | ૧૮ | ૧૯ | ૧ | ૧૯ | ૨૦ | ૧ | ૨૦ |
| ૧૬ | ૨ | ૩૨ | ૧૭ | ૨ | ૩૪ | ૧૮ | ૨ | ૩૬ | ૧૯ | ૨ | ૩૮ | ૨૦ | ૨ | ૪૦ |
| ૧૬ | ૩ | ૪૮ | ૧૭ | ૩ | ૫૧ | ૧૮ | ૩ | ૫૪ | ૧૯ | ૩ | ૫૭ | ૨૦ | ૩ | ૬૦ |
| ૧૬ | ૪ | ૬૪ | ૧૭ | ૪ | ૬૮ | ૧૮ | ૪ | ૭૨ | ૧૯ | ૪ | ૭૬ | ૨૦ | ૪ | ૮૦ |
| ૧૬ | ૫ | ૮૦ | ૧૭ | ૫ | ૮૫ | ૧૮ | ૫ | ૯૦ | ૧૯ | ૫ | ૯૫ | ૨૦ | ૫ | ૧૦૦ |
| ૧૬ | ૬ | ૯૬ | ૧૭ | ૬ | ૧૦૨ | ૧૮ | ૬ | ૧૦૮ | ૧૯ | ૬ | ૧૧૪ | ૨૦ | ૬ | ૧૨૦ |
| ૧૬ | ૭ | ૧૧૨ | ૧૭ | ૭ | ૧૧૯ | ૧૮ | ૭ | ૧૨૬ | ૧૯ | ૭ | ૧૩૩ | ૨૦ | ૭ | ૧૪૦ |
| ૧૬ | ૮ | ૧૨૮ | ૧૭ | ૮ | ૧૩૬ | ૧૮ | ૮ | ૧૪૪ | ૧૯ | ૮ | ૧૫૨ | ૨૦ | ૮ | ૧૬૦ |
| ૧૬ | ૯ | ૧૪૪ | ૧૭ | ૯ | ૧૫૩ | ૧૮ | ૯ | ૧૬૨ | ૧૯ | ૯ | ૧૭૧ | ૨૦ | ૯ | ૧૮૦ |
| ૧૬ | ૧૦ | ૧૬૦ | ૧૭ | ૧૦ | ૧૭૦ | ૧૮ | ૧૦ | ૧૮૦ | ૧૯ | ૧૦ | ૧૯૦ | ૨૦ | ૧૦ | ૨૦૦ |

## મનોયત્ન.

(૧) ૧૫ છોકરાના પગ કેટલા? (૨) સોળ છોકરાને ત્રણ ત્રણ કેરી આપીએ તો કેટલી થાય? (૩) ૧ પૈસાની. ચાર લખોટી તો ૧૭ પૈસાની કેટલી? (૪) સાતવાર ત્રણ, ચોદવાર ચાર, અને ૧૬ વાર નવ લઇએ તો કેટલા થાય? (૫) ૨૦ ખુરશીના પાયા કેટલા? (૬) ૧૨ + ૧૩−૧૮−૬. (૭) ૪૫ કયા આંકમાં આવે. (૮) કેટલા પંચુ ૮૦ થાય?

## એકવીસા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ૧ | ૨૧ | ૨૨ | ૧ | ૨૨ | ૨૩ | ૧ | ૨૩ | ૨૪ | ૧ | ૨૪ | ૨૫ | ૧ | ૨૫ |
| ૨૧ | ૨ | ૪૨ | ૨૨ | ૨ | ૪૪ | ૨૩ | ૨ | ૪૬ | ૨૪ | ૨ | ૪૮ | ૨૫ | ૨ | ૫૦ |
| ૨૧ | ૩ | ૬૩ | ૨૨ | ૩ | ૬૬ | ૨૩ | ૩ | ૬૯ | ૨૪ | ૩ | ૭૨ | ૨૫ | ૩ | ૭૫ |
| ૨૧ | ૪ | ૮૪ | ૨૨ | ૪ | ૮૮ | ૨૩ | ૪ | ૯૨ | ૨૪ | ૪ | ૯૬ | ૨૫ | ૪ | ૧૦૦ |
| ૨૧ | ૫ | ૧૦૫ | ૨૨ | ૫ | ૧૧૦ | ૨૩ | ૫ | ૧૧૫ | ૨૪ | ૫ | ૧૨૦ | ૨૫ | ૫ | ૧૨૫ |
| ૨૧ | ૬ | ૧૨૬ | ૨૨ | ૬ | ૧૩૨ | ૨૩ | ૬ | ૧૩૮ | ૨૪ | ૬ | ૧૪૪ | ૨૫ | ૬ | ૧૫૦ |
| ૨૧ | ૭ | ૧૪૭ | ૨૨ | ૭ | ૧૫૪ | ૨૩ | ૭ | ૧૬૧ | ૨૪ | ૭ | ૧૬૮ | ૨૫ | ૭ | ૧૭૫ |
| ૨૧ | ૮ | ૧૬૮ | ૨૨ | ૮ | ૧૭૬ | ૨૩ | ૮ | ૧૮૪ | ૨૪ | ૮ | ૧૯૨ | ૨૫ | ૮ | ૨૦૦ |
| ૨૧ | ૯ | ૧૮૯ | ૨૨ | ૯ | ૧૯૮ | ૨૩ | ૯ | ૨૦૭ | ૨૪ | ૯ | ૨૧૬ | ૨૫ | ૯ | ૨૨૫ |
| ૨૧ | ૧૦ | ૨૧૦ | ૨૨ | ૧૦ | ૨૨૦ | ૨૩ | ૧૦ | ૨૩૦ | ૨૪ | ૧૦ | ૨૪૦ | ૨૫ | ૧૦ | ૨૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૬ | ૧ | ૨૬ | ૨૭ | ૧ | ૨૭ | ૨૮ | ૧ | ૨૮ | ૨૯ | ૧ | ૨૯ | ૩૦ | ૧ | ૩૦ |
| ૨૬ | ૨ | ૫૨ | ૨૭ | ૨ | ૫૪ | ૨૮ | ૨ | ૫૬ | ૨૯ | ૨ | ૫૮ | ૩૦ | ૨ | ૬૦ |
| ૨૬ | ૩ | ૭૮ | ૨૭ | ૩ | ૮૧ | ૨૮ | ૩ | ૮૪ | ૨૯ | ૩ | ૮૭ | ૩૦ | ૩ | ૯૦ |
| ૨૬ | ૪ | ૧૦૪ | ૨૭ | ૪ | ૧૦૮ | ૨૮ | ૪ | ૧૧૨ | ૨૯ | ૪ | ૧૧૬ | ૩૦ | ૪ | ૧૨૦ |
| ૨૬ | ૫ | ૧૩૦ | ૨૭ | ૫ | ૧૩૫ | ૨૮ | ૫ | ૧૪૦ | ૨૯ | ૫ | ૧૪૫ | ૩૦ | ૫ | ૧૫૦ |
| ૨૬ | ૬ | ૧૫૬ | ૨૭ | ૬ | ૧૬૨ | ૨૮ | ૬ | ૧૬૮ | ૨૯ | ૬ | ૧૭૪ | ૩૦ | ૬ | ૧૮૦ |
| ૨૬ | ૭ | ૧૮૨ | ૨૭ | ૭ | ૧૮૯ | ૨૮ | ૭ | ૧૯૬ | ૨૯ | ૭ | ૨૦૩ | ૩૦ | ૭ | ૨૧૦ |
| ૨૬ | ૮ | ૨૦૮ | ૨૭ | ૮ | ૨૧૬ | ૨૮ | ૮ | ૨૨૪ | ૨૯ | ૮ | ૨૩૨ | ૩૦ | ૮ | ૨૪૦ |
| ૨૬ | ૯ | ૨૩૪ | ૨૭ | ૯ | ૨૪૩ | ૨૮ | ૯ | ૨૫૨ | ૨૯ | ૯ | ૨૬૧ | ૩૦ | ૯ | ૨૭૦ |
| ૨૬ | ૧૦ | ૨૬૦ | ૨૭ | ૧૦ | ૨૭૦ | ૨૮ | ૧૦ | ૧૮૦ | ૨૯ | ૧૦ | ૨૯૦ | ૩૦ | ૧૦ | ૩૦૦ |

### મનોયત્ન.

(૧) ૨૨ છોકરાના હાથ કેટલા? (૨)૨૫ ઘરની પછીતો કેટલી?

(૩) ઓગણત્રીસ તરી ? (૪) બેતીલોતર એટલે કેટલા ?

(૫) ૨૩ × ૯ = ( ), ૨૭ × ૭ = ( ), ૨૧ × ૯ = ( )

(૬) એક પૈસાનાં ૨૪ બોર મલેછે તો ૯ પૈસ નાં?

(૭) ૨૨ પૈસાની પાઇ ?

## ધોરણ ૧ લું—એકત્રીસા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | ૧ | ૩૧ | ૩૨ | ૧ | ૩૨ | ૩૩ | ૧ | ૩૩ | ૩૪ | ૧ | ૩૪ | ૩૫ | ૧ | ૩૫ |
| ૩૧ | ૨ | ૬૨ | ૩૨ | ૨ | ૬૪ | ૩૩ | ૨ | ૬૬ | ૩૪ | ૨ | ૬૮ | ૩૫ | ૨ | ૭૦ |
| ૩૧ | ૩ | ૯૩ | ૩૨ | ૩ | ૯૬ | ૩૩ | ૩ | ૯૯ | ૩૪ | ૩ | ૧૦૨ | ૩૫ | ૩ | ૧૦૫ |
| ૩૧ | ૪ | ૧૨૪ | ૩૨ | ૪ | ૧૨૮ | ૩૩ | ૪ | ૧૩૨ | ૩૪ | ૪ | ૧૩૬ | ૩૫ | ૪ | ૧૪૦ |
| ૩૧ | ૫ | ૧૫૫ | ૩૨ | ૫ | ૧૬૦ | ૩૩ | ૫ | ૧૬૫ | ૩૪ | ૫ | ૧૭૦ | ૩૫ | ૫ | ૧૭૫ |
| ૩૧ | ૬ | ૧૮૬ | ૩૨ | ૬ | ૧૯૨ | ૩૩ | ૬ | ૧૯૮ | ૩૪ | ૬ | ૨૦૪ | ૩૫ | ૬ | ૨૧૦ |
| ૩૧ | ૭ | ૨૧૭ | ૩૨ | ૭ | ૨૨૪ | ૩૩ | ૭ | ૨૩૧ | ૩૪ | ૭ | ૨૩૮ | ૩૫ | ૭ | ૨૪૫ |
| ૩૧ | ૮ | ૨૪૮ | ૩૨ | ૮ | ૨૫૬ | ૩૩ | ૮ | ૨૬૪ | ૩૪ | ૮ | ૨૭૨ | ૩૫ | ૮ | ૨૮૦ |
| ૩૧ | ૯ | ૨૭૯ | ૩૨ | ૯ | ૨૮૮ | ૩૩ | ૯ | ૨૯૭ | ૩૪ | ૯ | ૩૦૬ | ૩૫ | ૯ | ૩૧૫ |
| ૩૧ | ૧૦ | ૩૧૦ | ૩૨ | ૧૦ | ૩૨૦ | ૩૩ | ૧૦ | ૩૩૦ | ૩૪ | ૧૦ | ૩૪૦ | ૩૫ | ૧૦ | ૩૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬ | ૧ | ૩૬ | ૩૭ | ૧ | ૩૭ | ૩૮ | ૧ | ૩૮ | ૩૯ | ૧ | ૩૯ | ૪૦ | ૧ | ૪૦ |
| ૩૬ | ૨ | ૭૨ | ૩૭ | ૨ | ૭૪ | ૩૮ | ૨ | ૭૬ | ૩૯ | ૨ | ૭૮ | ૪૦ | ૨ | ૮૦ |
| ૩૬ | ૩ | ૧૦૮ | ૩૭ | ૩ | ૧૧૧ | ૩૮ | ૩ | ૧૧૪ | ૩૯ | ૩ | ૧૧૭ | ૪૦ | ૩ | ૧૨૦ |
| ૩૬ | ૪ | ૧૪૪ | ૩૭ | ૪ | ૧૪૮ | ૩૮ | ૪ | ૧૫૨ | ૩૯ | ૪ | ૧૫૬ | ૪૦ | ૪ | ૧૬૦ |
| ૩૬ | ૫ | ૧૮૦ | ૩૭ | ૫ | ૧૮૫ | ૩૮ | ૫ | ૧૯૦ | ૩૯ | ૫ | ૧૯૫ | ૪૦ | ૫ | ૨૦૦ |
| ૩૬ | ૬ | ૨૧૬ | ૩૭ | ૬ | ૨૨૨ | ૩૮ | ૬ | ૨૨૮ | ૩૯ | ૬ | ૨૩૪ | ૪૦ | ૬ | ૨૪૦ |
| ૩૬ | ૭ | ૨૫૨ | ૩૭ | ૭ | ૨૫૯ | ૩૮ | ૭ | ૨૬૬ | ૩૯ | ૭ | ૨૭૩ | ૪૦ | ૭ | ૨૮૦ |
| ૩૬ | ૮ | ૨૮૮ | ૩૭ | ૮ | ૨૯૬ | ૩૮ | ૮ | ૩૦૪ | ૩૯ | ૮ | ૩૧૨ | ૪૦ | ૮ | ૩૨૦ |
| ૩૬ | ૯ | ૩૨૪ | ૩૭ | ૯ | ૩૩૩ | ૩૮ | ૯ | ૩૪૨ | ૩૯ | ૯ | ૩૫૧ | ૪૦ | ૯ | ૩૬૦ |
| ૩૬ | ૧૦ | ૩૬૦ | ૩૭ | ૧૦ | ૩૭૦ | ૩૮ | ૧૦ | ૩૮૦ | ૩૯ | ૧૦ | ૩૯૦ | ૪૦ | ૧૦ | ૪૦૦ |

### મનોયત્ન.

(૧) ૩૨ ગાયોના પગ કેટલા? (૨) ૭૨ માં ૩૬ ઉમેરો.

(૩) ૩૭+૩૮ ગણો. (૪) કેટલા ચોક ૧૧૨, ૧૩૨, ૧૫૬ થાય.

(૫) મારી પાસેથી ૨૬ પૈસા પડી ગયા ને ૪ પૈસા રહ્યા તો કેટલા હશે?

(૬) ( )×૮=૨૫૬. ૨૯×( )=૨૦૩. ( )+૯=૨૯૭ પલાખું પૂરું કરો.

(૭) ૧૮૦ રૂપીઆનાં પંચકડાં કેટલાં? (૮) ૧ રૂ. નું ૬ ગજ તો ૩૪ રૂા. નું?

(૯) ૧ પૈસાના ૬-કાગળ તો ાા રૂા. ના? (૧૦) પૈસાની ૮ પેન મળે છે તો ૨૦૦ પેનના કેટલા પૈસા આપવા પડશે?

## અર્ધાનું શિક્ષણ.

સાધન—કેટલીક એકેક વસ્તુ આખી આખી, દશ વસ્તુનાં
અર્ધીઆં, તથા અર્ધો ૪૦

### આરંભ પ્રશ્ન.

એક કાગળને વચમાંથી ફાડી બે ભાગ કરવા અને બીજાને ગમે ત્યાંથી ફાડી બે ભાગ કરવા પછી તે વર્ગમાં બતાવીને પૂછવું કે આ દરેક કાગળના કેટલા ભાગ કર્યા છે? બંને ભાગ સરખા છે કે? આમાં સરખા ભાગવાળા કકડા જુદા મૂકો! તમે કહો કે તે દરેક ભાગનું નામ કેટલો કાગળ? આ બીજા કાગળનો કકડો છે તેને તમે અર્ધો કાગળ કેમ નથી કહેતા? રૂપીઆના બે સરખા ભાગને શું કહે છે? લાડુના બે સરખા ભાગને શું કહેવાય? આજે તમારે અર્ધા શિખવાના છે. ( અર્ધીઆં બતાવીને ) કહેવું કે આ શું છે? આપણે તેનાપરથી ઘડિયો શિખીએ.

### મુખ્ય વિષય.

(૧) અર્ધીયું પકડીને પૂછવું કે કેટલાં છે? ૧=૦॥

(૨) અર્ધીયાં „ ૨=૦॥+૦॥=૧

શાથી એક ગણ્યો. બે અર્ધા મેળવતાં ૧ થાય છે.

(૩) અર્ધીઆં પકડીને પૂછવું કે હવે કેટલાં થયાં! ૩=૦॥+૦॥+૦॥=૧॥ શાથી ૧॥ થયો! ૦॥ ને ૦॥ ૧, ને ૦॥ ૧॥. કેટલાવાર અર્ધો લીધો? ૩ વાર માટે હવે તેમ નહિ બોલતાં ૩ અડધે ૧॥ એમ બોલો. ૪૦ દસ અર્ધે સુધી શિખવવું. પછી ઘડિયા ઉપરથી ૦॥+૦॥ ૧, ૧+૦॥=૧॥, ૧॥+૦॥=૨, એમ દસે પલાખાંમાં અર્ધો અર્ધો ઉમેરાવવો અને બાદ કરાવવો. બરોબર ધ્યાન ઉતર્યા પછી તે વંચાવવો અને સ્લેટ ઉપર ઉતરાવવો. પછી પુનરાવર્તન કરાવવું.

## અડધા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦॥૦॥ | ૧૧૦॥૫॥ | ૨૧૦॥૧૦॥ | ૩૧૦॥૧૫॥ | ૪૧૦॥૨૦॥ |
| ૨૦॥૧ | ૧૨૦॥૬ | ૨૨૦॥૧૧ | ૩૨૦॥૧૬ | ૪૨૦॥૨૧ |
| ૩૦॥૧॥ | ૧૩૦॥૬॥ | ૨૩૦॥૧૧॥ | ૩૩૦॥૧૬॥ | ૪૩૦॥૨૧॥ |
| ૪૦॥૨ | ૧૪૦॥૭ | ૨૪૦॥૧૨ | ૩૪૦॥૧૭ | ૪૪૦॥૨૨ |
| ૫૦॥૨॥ | ૧૫૦॥૭॥ | ૨૫૦॥૧૨॥ | ૩૫૦॥૧૭॥ | ૪૫૦॥૨૨॥ |
| ૬૦॥૩ | ૧૬૦॥૮ | ૨૬૦॥૧૩ | ૩૬૦॥૧૮ | ૪૬૦॥૨૩ |
| ૭૦॥૩॥ | ૧૭૦॥૮॥ | ૨૭૦॥૧૩॥ | ૩૭૦॥૧૮॥ | ૪૭૦॥૨૩॥ |
| ૮૦॥૪ | ૧૮૦॥૯ | ૨૮૦॥૧૪ | ૩૮૦॥૧૯ | ૪૮૦॥૨૪ |
| ૯૦॥૪॥ | ૧૯૦॥૯॥ | ૨૯૦॥૧૪॥ | ૩૯૦॥૧૯॥ | ૪૯૦॥૨૪॥ |
| ૧૦૦॥૫ | ૨૦૦॥૧૦ | ૩૦૦॥૧૫ | ૪૦૦॥૨૦ | ૫૦૦॥૨૫ |
| ૫૧૦॥૨૫॥ | ૬૧૦॥૩૦॥ | ૭૧૦॥૩૫॥ | ૮૧૦॥૪૦॥ | ૯૧૦॥૪૫॥ |
| ૫૨૦॥૨૬ | ૬૨૦॥૩૧ | ૭૨૦॥૩૬ | ૮૨૦॥૪૧ | ૯૨૦॥૪૬ |
| ૫૩૦॥૨૬॥ | ૬૩૦॥૩૧॥ | ૭૩૦॥૩૬॥ | ૮૩૦॥૪૧॥ | ૯૩૦॥૪૬॥ |
| ૫૪૦॥૨૭ | ૬૪૦॥૩૨ | ૭૪૦॥૩૭ | ૮૪૦॥૪૨ | ૯૪૦॥૪૭ |
| ૫૫૦॥૨૭॥ | ૬૫૦॥૩૨॥ | ૭૫૦॥૩૭॥ | ૮૫૦॥૪૨॥ | ૯૫૦॥૪૭॥ |
| ૫૬૦॥૨૮ | ૬૬૦॥૩૩ | ૭૬૦॥૩૮ | ૮૬૦॥૪૩ | ૯૬૦॥૪૮ |
| ૫૭૦॥૨૮॥ | ૬૭૦॥૩૩॥ | ૭૭૦॥૩૮॥ | ૮૭૦॥૪૩॥ | ૯૭૦॥૪૮॥ |
| ૫૮૦॥૨૯ | ૬૮૦॥૩૪ | ૭૮૦॥૩૯ | ૮૮૦॥૪૪ | ૯૮૦॥૪૯ |
| ૫૯૦॥૨૯॥ | ૬૯૦॥૩૪॥ | ૭૯૦॥૩૯॥ | ૮૯૦॥૪૪॥ | ૯૯૦॥૪૯॥ |
| ૬૦૦॥૩૦ | ૭૦૦॥૩૫ | ૮૦૦॥૪૦ | ૯૦૦॥૪૫ | ૧૦૦૦॥૫૦ |

## મનોયત્ન.

(૧) એક કાગળનો અર્ધો કેટલા થાય?(૨)૬અર્ધીઆં તે કેટલા?

(૩) એક પૈસાના અધેલા કેટલા?(૪) ૬રૂપીઆના અર્ધા કેટલા?

(૫) ૧૪ અધેલાના પૈસા કેટલા?(૬) પચીસ અર્ધાના રૂપીઆ?

(૭) અર્ધાની શેર સોપારી તો બે રૂ૦ ની કેટલી ?

(૮) ૩૫ રૂ૦ ના અર્ધા કેટલા ?

(૯) ૨॥+૦॥, ૪+૦॥, ૫॥+૦॥, ૨૭+૦॥, ૪૯॥+૦॥.

(૧૦) ૧૫−૦॥, ૩૩॥−૦॥, ૫૬−૦॥, ૬॥−૦॥ કરો.

(૧૧) ૧॥ ને ૧, ૨॥ ને ૧॥, ૭॥ ને ૩॥, ૨૪॥ ને ૬॥ કેટલા?

(૧૨) ૧પૈસાના અચ્છેર બીડા તો ૨૪ પૈસાના કેટલા શેર?

(૧૩) ૧ કાગળની અર્ધી પાઇ તો ૩૬ કાગળનું શું ?

## પાયાંનું શિક્ષણ.

**સાધન—દશ ચોથિયાં અથવા દશ પાવલીઓ.**

### આરંભપ્રશ્ન.

૧ કાગળના સરખા બે ભાગ કરો ! તેનું નામ આપો ! એ અર્ધા કાગળના બે સરખા ભાગ કરો ? તે દરેક ભાગનું નામ શું ? બીજો અર્ધો કાગળ રહ્યો તેના પણ બે ભાગ કરો ? આખા કાગળના કેટલા ભાગ થયા? એ દરેક ભાગ તે, આખાનો કેટલામો ભાગ છે ? આજે તમારે પાયાંનો ઘડિયો શિખવાનો છે ?

### મુખ્ય વિષય.

એક વસ્તુના બે સરખા ભાગને શું કહીએ ! અર્ધો વસ્તુના બે સરખા ભાગને શું કહેવું ? અર્ધો કેમ લખાય? ત્યારે પા લખવો હોય તો તે ૦। આમ લખાય. શી રીતે લખાય ? શું લખાય ? આખી વસ્તુના કેટલા ભાગ કરવાથી ૦। ભાગ થાય ? તમે આ પા પા કાગળના કકડા જુઓ.

(૧) પા કાગળ પકડીને પૂછવું કે કેટલો થયો ૧=૦।

(૨) પા કાગળ પકડીને „ થયા ૨=૦।+૦।=૦॥

(૩) „ „ „ ૩=૦।+૦।+૦।=૦।॥

(૪) „ „ „ ૪=૦।+૦।+૦।+૦।=૧

ઇત્યાદિ દસ પા સુધી અખતરો કરાવવો. પછી પહેલેથી ધ્યાન ખેંચવું. તેમાં ગુણાકારનો પ્રથમ ઉપયોગ કરવો. પછી ૦।+૦।, ૦॥+૦।, ૦।॥+૦। વગેરે ઉમેરવાનું પૂછવું, ત્યારકેડે ૨॥—૦।, ૨।—૦। ઇત્યાદિ બાદ કરાવતા મથાળા સુધી આવવું, અને એમ પાકું કરાવીને ઘડિયો વંચાવી લખાવવો. પછી પુનરાવર્ત્તન કરવું.

## પા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦।૦। | ૧૧૦।૨।॥ | ૨૧૦।૫। | ૩૧૦।૭।॥ | ૪૧૦।૧૦। |
| ૨૦।૦॥ | ૧૨૦।૩ | ૨૨૦।૫॥ | ૩૨૦।૮ | ૪૨૦।૧૦॥ |
| ૩૦।૦।॥ | ૧૩૦।૩। | ૨૩૦।૫।॥ | ૩૩૦।૮। | ૪૩૦।૧૦।॥ |
| ૪૦। ૧ | ૧૪૦।૩॥ | ૨૪૦।૬ | ૩૪૦।૮॥ | ૪૪૦।૧૧ |
| ૫૦।૧। | ૧૫૦।૩।॥ | ૨૫૦।૬। | ૩૫૦।૮।॥ | ૪૫૦।૧૧। |
| ૬૦।૧॥ | ૧૬૦।૪ | ૨૬૦।૬॥ | ૩૬૦।૯ | ૪૬૦।૧૧॥ |
| ૭૦।૧।॥ | ૧૭૦।૪। | ૨૭૦।૬।॥ | ૩૭૦।૯। | ૪૭૦।૧૧।॥ |
| ૮૦।૨ | ૧૮૦।૪॥ | ૨૮૦।૭ | ૩૮૦।૯॥ | ૪૮૦।૧૨ |
| ૯૦।૨। | ૧૯૦।૪।॥ | ૨૯૦।૭। | ૩૯૦।૯।॥ | ૪૯૦।૧૨। |
| ૧૦૦।૨॥ | ૨૦૦।૫ | ૩૦૦।૭॥ | ૪૦૦।૧૦ | ૫૦૦।૧૨॥ |
| ૫૧૦।૧૨।॥ | ૬૧૦।૧૫। | ૭૧૦।૧૭।॥ | ૮૧૦।૨૦। | ૯૧૦।૨૨।॥ |
| ૫૨૦।૧૩ | ૬૨૦।૧૫॥ | ૭૨૦।૧૮ | ૮૨૦।૨૦॥ | ૯૨૦।૨૩ |
| ૫૩૦।૧૩। | ૬૩૦।૧૫।॥ | ૭૩૦।૧૮। | ૮૩૦।૨૦।॥ | ૯૩૦।૨૩। |
| ૫૪૦।૧૩॥ | ૬૪૦।૧૬ | ૭૪૦।૧૮॥ | ૮૪૦।૨૧ | ૯૪૦।૨૩॥ |
| ૫૫૦।૧૩।॥ | ૬૫૦।૧૬। | ૭૫૦।૧૮।॥ | ૮૫૦।૨૧। | ૯૫૦।૨૩।॥ |
| ૫૬૦।૧૪. | ૬૬૦।૧૬॥ | ૭૬૦।૧૯ | ૮૬૦।૨૧॥ | ૯૬૦।૨૪ |
| ૫૭૦।૧૪। | ૬૭૦।૧૬।॥ | ૭૭૦।૧૯। | ૮૭૦।૨૧।॥ | ૯૭૦।૨૪। |
| ૫૮૦। ૧૪॥ | ૬૮૦।૧૭ | ૭૮૦।૧૯॥ | ૮૮૦।૨૨ | ૯૮૦।૨૪॥ |
| ૫૯૦। ૧૪।॥ | ૬૯૦।૧૭। | ૭૯૦।૧૯।॥ | ૮૯૦।૨૨। | ૯૯૦।૨૪।॥ |
| ૬૦૦।૧૫ | ૭૦૦।૧૭॥ | ૮૦૦।૨૦ | ૯૦૦।૨૨॥ | ૧૦૦૦।૨૫ |

### મનોત્ન.

(૧) એક લીંબુની ચાર સરખી ચીરીઓ કરીએ તો તે દરેકનું નામ શું?

(૨) એક આખા રૂપીઆના પા રૂપીઆ કેટલા?

(૩) પા નું બીજું નામ શું? ૬ ચોથીઆની કેટલી આખી થાય?

(૪) ૧૨ રૂપીઆની પાવલીઓ કેટલી? અને ૨૪ પાવલીના રૂ૦ કેટલા?

(૫) ૨ ને ૦।, ૨। ને ૦।, ૩૨॥ ને ૦।, ૪૦ ને ૦।, ૯। ને ૦।.

(૬) ૩–૦।, ૧૧–૦।, ૧૫–૦।, ૯૦–૦। કેટલા રહે.

(૭) એક પૈસે કેટલા આના? (૮) ૧૦૦ પૈસે કેટલા આના

(૯) દરેકને ૦। પાવલી આપવાની હોય તો ૧ રૂ૦ કેટલાને પહોચે?

(૧૦) પૈસાનું ૦ શેર તો ૯૫ પૈસાનું?

## પોણાનું શિક્ષણ—કાગળ, લીંબુ વગેરે પદાર્થ કાપીને તેના પોણા ભાગ લઇ આ આંક શીખવવા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૦ાાા ૦ાાા | ૧૧૦ાાા૮ા | ૨૧૦ાાા૧૫ાાા | ૩૧૦ાાા૨૩ા | ૪૧૦ાાા૩૦ાાા |
| ૨ ૦ાાા ૧ાા | ૧૨૦ાાા૯ | ૨૨૦ાાા૧૬ાા | ૩૨૦ાાા૨૪ | ૪૨ાાા૩૧ાા |
| ૩ ૦ાાા ૨ા | ૧૩૦ાાા૯ાાા | ૨૩૦ાાા૧૭ા | ૩૩૦ાાા૨૪ાાા | ૪૩૦ાાા૩૨ા |
| ૪ ૦ાાા ૩ | ૧૪૦ાાા૧૦ાા | ૨૪૦ાાા૧૮ | ૩૪૦ાાા૨૫ાા | ૪૪૦ાાા[illegible] |
| ૫ ૦ાાા ૩ાાા | ૧૫૦ાાા૧૧ા | ૨૫૦ાાા૧૮ાાા | ૩૫૦ાાા૨૬ા | ૪૫૦[illegible]ાા |
| ૬ ૦ાાા ૪ાા | ૧૬૦ાાા૧૨ | ૨૬૦ાાા૧૯ાા | ૩૬૦ાાા૨૭ | ૪૬૦ાાા૩૪ાા |
| ૭ ૦ાાા ૫ા | ૧૭૦ાાા૧૨ાાા | ૨૭૦ાાા૨૦ા | ૩૭૦ાાા૨૭ાાા | ૪૭૦ાાા૩૫ા |
| ૮ ૦ાાા ૬ | ૧૮૦ાાા૧૩ાા | ૨૮૦ાાા૨૧ | ૩૮૦ાાા૨૮ાા | ૪૮૦ાાા૩૬ |
| ૯ ૦ાાા ૬ાાા | ૧૯૦ાાા૧૪ા | ૨૯૦ાાા૨૧ાાા | ૩૯૦ાાા૨૯ા | ૪૯૦ાાા૩૬ાાા |
| ૧૦ ૦ાાા ૭ાા | ૨૦૦ાાા૧૫ | ૩૦૦ાાા૨૨ાા | ૪૦૦ાાા૩૦ | ૫૦૦ાાા૩૭ાા |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧૦ાાા૩૮ા | ૬૧૦ાાા૪૫ાાા | ૭૧૦ાાા૫૩ા | ૮૧૦ાાા૬૦ાાા | ૯૧૦ાાા૬૮ા |
| ૫૨૦ાાા૩૯ | ૬૨૦ાાા૪૬ાા | ૭૨૦ાાા૫૪ | ૮૨૦ાાા૬૧ાા | ૯૨૦ાાા૬૯ |
| ૫૩૦ાાા૩૯ાાા | ૬૩૦ાાા૪૭ા | ૭૩૦ાાા૫૪ાાા | ૮૩૦ાાા૬૨ા | ૯૩૦ાાા૬૯ાાા |
| ૫૪૦ાાા૪૦ાા | ૬૪૦ાાા૪૮ | ૭૪૦ાાા૫૫ાા | ૮૪૦ાાા૬૩ | ૯૪૦ાાા૭૦ાા |
| ૫૫૦ાાા૪૧ા | ૬૫૦ાાા૪૮ાાા | ૭૫૦ાાા૫૬ા | ૮૫૦ાાા૬૩ાાા | ૯૫૦ાાા૭૧ા |
| ૫૬૦ાાા૪૨ | ૬૬૦ાાા૪૯ાા | ૭૬૦ાાા૫૭ | ૮૬૦ાાા૬૪ાા | ૯૬૦ાાા૭૨ |
| ૫૭૦ાાા૪૨ાાા | ૬૭૦ાાા૫૦ા | ૭૭૦ાાા૫૭ાાા | ૮૭૦ાાા૬૫ા | ૯૭૦ાાા૭૨ાાા |
| ૫૮૦ાાા૪૩ાા | ૬૮૦ાાા૫૧ | ૭૮૦ાાા૫૮ાા | ૮૮૦ાાા૬૬ | ૯૮૦ાાા૭૩ાા |
| ૫૯૦ાાા૪૪ા | ૬૯૦ાાા૫૧ાાા | ૭૯૦ાાા૫૯ા | ૮૯૦ાાા૬૬ાાા | ૯૯૦ાાા૭૪ા |
| ૬૦૦ાાા૪૫ | ૭૦૦ાાા૫૨ાા | ૮૦૦ાાા૬૦ | ૯૦૦ાાા૬૭ાા | ૧૦૦૦ાાા૭૫ |

### મનોયત્ન.

(૧) કેટલા પોણા પૈસાના ૬ આખા પૈસા આવે?

(૨) પોણા રૂપીઆના આના કેટલા?(૩)પોણારૂપીઆનાપૈસા?

(૪) કેટલા પોણું, ૧૧, ૨૦ા, ૩૭ા, ૪૨, ૬૦ અને ૭૨.

(૫) રૂપીઆનું ૦ાાા શેર તો ૬૯ રૂપીઆનું કેટલું?

(૬) એક પૈસાના ૦ાાા શેર ભીંડા તો ૨૪ પૈસાના કેટલા?

(૭) ૬૦+૦ાાા, ૫૭ા+૦ાાા, ૪૩ાા+૦ાાા, અને ૭૩+૦ાાા.

(૮) શેમાં પોણો ઉમેરીએ તો ૫, ૧૩, ૭૪ાાા થાય.

(૯) પોણોસો, પા સો અને અર્ધો સો કોને કહીએ?

(૧૦) પાઇની ૦ાાા શેર ભાજી તો ૯૫ પૈસાની કેટલી?

## સવાયા—સવા સવા ઉમેરીને અને સવા ગણા કરાવી આંક શીખ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧।૧। | ૧૧૧।૧૩॥। | ૨૧૧।૨૬। | ૩૧૧।૩૮॥। | ૪૧૧।૫૧। |
| ૨૧।૨॥ | ૧૨૧।૧૫ | ૨૨૧।૨૭॥ | ૩૨૧।૪૦ | ૪૨૧।૫૨॥ |
| ૩૧।૩॥। | ૧૩૧।૧૬। | ૨૩૧।૨૮॥। | ૩૩૧।૪૧। | ૪૩૧।૫૩॥। |
| ૪૧।૫ | ૧૪૧।૧૭॥ | ૨૪૧।૩૦ | ૩૪૧।૪૨॥ | ૪૪૧।૫૫ |
| ૫૧।૬। | ૧૫૧।૧૮॥। | ૨૫૧।૩૧। | ૩૫૧।૪૩॥। | ૪૫૧।૫૬। |
| ૬૧।૭॥ | ૧૬૧।૨૦ | ૨૬૧।૩૨॥ | ૩૬૧।૪૫ | ૪૬૧।૫૭॥ |
| ૭૧।૮॥। | ૧૭૧।૨૧। | ૨૭૧।૩૩॥। | ૩૭૧।૪૬। | ૪૭૧।૫૮॥। |
| ૮૧।૧૦ | ૧૮૧।૨૨॥ | ૨૮૧।૩૫ | ૩૮૧।૪૭॥ | ૪૮૧।૬૦ |
| ૯૧।૧૧। | ૧૯૧।૨૩॥। | ૨૯૧।૩૬। | ૩૯૧।૪૮॥। | ૪૯૧।૬૧। |
| ૧૦૧।૧૨॥ | ૨૦૧।૨૫ | ૩૦૧।૩૭॥ | ૪૦૧।૫૦ | ૫૦૧।૬૨॥ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧૧।૬૩॥। | ૬૧૧।૭૬। | ૭૧૧। ૮૮॥। | ૮૧૧।૧૦૧। | ૯૧૧।૧૧૩॥। |
| ૫૨૧।૬૫ | ૬૨૧।૭૭॥ | ૭૨૧। ૯૦ | ૮૨૧।૧૦૨॥ | ૯૨૧।૧૧૫ |
| ૫૩૧।૬૬। | ૬૩૧।૭૮॥। | ૭૩૧। ૯૧। | ૮૩૧।૧૦૩॥। | ૯૩૧।૧૧૬। |
| ૫૪૧।૬૭॥ | ૬૪૧।૮૦ | ૭૪૧। ૯૨॥ | ૮૪૧।૧૦૫ | ૯૪૧।૧૧૭॥ |
| ૫૫૧।૬૮॥। | ૬૫૧।૮૧। | ૭૫૧। ૯૩॥। | ૮૫૧।૧૦૬। | ૯૫૧।૧૧૮॥। |
| ૫૬૧।૭૦ | ૬૬૧।૮૨॥ | ૭૬૧। ૯૫ | ૮૬૧।૧૦૭॥ | ૯૬૧।૧૨૦ |
| ૫૭૧।૭૧। | ૬૭૧।૮૩॥। | ૭૭૧। ૯૬। | ૮૭૧।૧૦૮॥। | ૯૭૧।૧૨૧। |
| ૫૮૧।૭૨॥ | ૬૮૧।૮૫ | ૭૮૧। ૯૭॥ | ૮૮૧।૧૧૦ | ૯૮૧।૧૨૨॥ |
| ૫૯૧।૭૩॥। | ૬૯૧।૮૬। | ૭૯૧। ૯૮॥। | ૮૯૧।૧૧૧। | ૯૯૧।૧૨૩॥। |
| ૬૦૧।૭૫ | ૭૦૧।૮૭॥ | ૮૦૧।૧૦૦ | ૯૦૧।૧૧૨॥ | ૧૦૦૧।૧૨૫ |

### મનોયત્ન.

(૧) ૧ રૂપીઆની ૨૪ શેર તો ૧। રૂપીઆની?

(૨) પૈસાના ૧। શેર ભીંડા તો ૩૦ પૈસાના?

(૩) ૧। શેર બાજરીનો ૧ પૈસો તો ૨૦ શેરના કેટલા પૈસા?

(૪) કેટલા સવાયું ૪૩॥।, ૫૬।, ૧૦૨॥, ૧૨૩॥।.

(૫) એક પેનનો ૧। પૈસો તો ૪૭ પેનના કેટલા પૈસા?

(૬) કેટલી સવાશેરી મળે તો ૨॥, ૫, અને ૧૦ શેર થાય?

(૭) સવા રૂપીઆના પૈસા કેટલા?

(૮) ૧।+૧।, ૨॥+૧।, ૧૩॥+૧।, ૪૩॥+૧। કેટલા?

## દોઢા—દોઢ દોઢ ઉમેરીને અને દોઢ ગણા કરાવી આંક શીખવવા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧॥ ૧॥ | ૧૧૧॥૧૬॥ | ૨૧૧॥૩૧॥ | ૩૧૧॥૪૬॥ | ૪૧૧॥૬૧॥ |
| ૨૧॥ ૩ | ૧૨૧॥૧૮ | ૨૨૧॥૩૩ | ૩૨૧॥૪૮ | ૪૨૧॥૬૩ |
| ૩૧॥ ૪॥ | ૧૩૧॥૧૯॥ | ૨૩૧॥૩૪॥ | ૩૩૧॥૪૯॥ | ૪૩૧॥૬૪॥ |
| ૪૧॥ ૬ | ૧૪૧॥૨૧ | ૨૪૧॥૩૬ | ૩૪૧॥૫૧ | ૪૪૧॥૬૬ |
| ૫૧॥ ૭॥ | ૧૫૧॥૨૨॥ | ૨૫૧॥૩૭॥ | ૩૫૧॥૫૨॥ | ૪૫૧॥૬૭॥ |
| ૬૧॥ ૯ | ૧૬૧॥૨૪ | ૨૬૧॥૩૯ | ૩૬૧॥૫૪ | ૪૬૧॥૬૯ |
| ૭૧॥૧૦॥ | ૧૭૧॥૨૫॥ | ૨૭૧॥૪૦॥ | ૩૭૧॥૫૫॥ | ૪૭૧॥૭૦॥ |
| ૮૧॥૧૨ | ૧૮૧॥૨૭ | ૨૮૧॥૪૨ | ૩૮૧॥૫૭ | ૪૮૧॥૭૨ |
| ૯૧॥૧૩॥ | ૧૯૧॥૨૮॥ | ૨૯૧॥૪૩॥ | ૩૯૧॥૫૮॥ | ૪૯૧॥૭૩॥ |
| ૧૦૧॥૧૫ | ૨૦૧॥૩૦ | ૩૦૧॥૪૫ | ૪૦૧॥૬૦ | ૫૦૧॥૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧૧॥૭૬॥ | ૬૧૧॥ ૯૧॥ | ૭૧૧॥૧૦૬॥ | ૮૧૧॥૧૨૧॥ | ૯૧૧॥૧૩૬॥ |
| ૫૨૧॥૭૮ | ૬૨૧॥ ૯૩ | ૭૨૧॥૧૦૮ | ૮૨૧॥૧૨૩ | ૯૨૧॥૧૩૮ |
| ૫૩૧॥૭૯॥ | ૬૩૧॥ ૯૪॥ | ૭૩૧॥૧૦૯॥ | ૮૩૧॥૧૨૪॥ | ૯૩૧॥૧૩૯॥ |
| ૫૪૧॥૮૧ | ૬૪૧॥ ૯૬ | ૭૪૧॥૧૧૧ | ૮૪૧॥૧૨૬ | ૯૪૧॥૧૪૧ |
| ૫૫૧॥૮૨॥ | ૬૫૧॥ ૯૭॥ | ૭૫૧॥૧૧૨॥ | ૮૫૧॥૧૨૭॥ | ૯૫૧॥૧૪૨॥ |
| ૫૬૧॥૮૪ | ૬૬૧॥ ૯૯ | ૭૬૧॥૧૧૪ | ૮૬૧॥૧૨૯ | ૯૬૧॥૧૪૪ |
| ૫૭૧॥૮૫॥ | ૬૭૧॥૧૦૦॥ | ૭૭૧॥૧૧૫॥ | ૮૭૧॥૧૩૦॥ | ૯૭૧॥૧૪૫॥ |
| ૫૮૧॥૮૭ | ૬૮૧॥૧૦૨ | ૭૮૧॥૧૧૭ | ૮૮૨॥૧૩૨ | ૯૮૧॥૧૪૭ |
| ૫૯૧॥૮૮॥ | ૬૯૧॥૧૦૩॥ | ૭૯૧॥૧૧૮॥ | ૮૯૧॥૧૩૩॥ | ૯૯૧॥૧૪૮॥ |
| ૬૦૧॥૯૦ | ૭૦૧॥૧૦૫ | ૮૦૧॥૧૨૦ | ૯૦૧॥૧૩૫ | ૧૦૦૧॥૧૫૦ |

### મનોયત્ન.

(૧) ૧॥ ને ૧॥, ૪॥ ને ૧॥, ૨૭ ને ૧॥, ૨૯॥ ને ૧॥

(૨) કેટલા દોઢું, ૧૮, ૨૭, ૬૭॥, ૧૦૫, અને ૧૩૫.

(૩) ૮, ૧૨, ૧૮, ૨૭, ૪૦, ૬૦, ૯૦, ૭૫, અને ૫૨ દોઢું?

(૪) ૧ પૈસાનું ૧॥ શેર શાક તો ૬૭ પૈસાનું કેટલું ?

(૫) ૧૨ પૈસાનું ૧૮ શેર શાક તો ૧ પૈસાનું કેટલું ?

(૬) ૧ રૂપીઆનું ૧॥ શેર ઘી તો ૯૫ રૂપીઆનું કેટલું ?

(૭) દોઢ રૂપીઆના આના કેટલા. અને પૈસા કેટલા ?

(૮) કોને દોઢ ગણા કરીએ તો ૪૫ અને ૫૨॥ આવે.

(૯) કેટલા પા, અર્ધા, અને પોણા મળીને દોઢ થાય ?

**અઢીઆ—અઢીઅઢી ઉમેરીને અઢી ગણાં કરાવી આંક શીખવવા.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ાા ૨ાા | ૧૧૨ાા૨૭ાા | ૨૧૨ાા૫૨ાા | ૩૧૨ાા ૭૭ાા | ૪૧૨ાા૧૦૨ાા |
| ૨૨ાા ૫ | ૧૨૨ાા૩૦ | ૨૨૨ાા૫૫ | ૩૨૨ાા ૮૦ | ૪૨૨ાા૧૦૫ |
| ૩૨ાા ૭ાા | ૧૩૨ાા૩૨ાા | ૨૩૨ાા૫૭ાા | ૩૩૨ાા ૮૨ાા | ૪૩૨ાા૧૦૭ાા |
| ૪૨ાા૧૦ | ૧૪૨ાા૩૫ | ૨૪૨ાા૬૦ | ૩૪૨ાા ૮૫ | ૪૪૨ાા૧૧૦ |
| ૫૨ાા૧૨ાા | ૧૫૨ાા૩૭ાા | ૨૫૨ાા૬૨ાા | ૩૫૨ાા ૮૭ાા | ૪૫૨ાા૧૧૨ાા |
| ૬૨ાા૧૫ | ૧૬૨ાા૪૦ | ૨૬૨ાા૬૫ | ૩૬૨ાા ૯૦ | ૪૬૨ાા૧૧૫ |
| ૭૨ાા૧૭ાા | ૧૭૨ાા૪૨ાા | ૨૭૨ાા૬૭ાા | ૩૭૨ાા ૯૨ાા | ૪૭૨ાા૧૧૭ાા |
| ૮૨૨૦ | ૧૮૨ાા૪૫ | ૨૮૨ાા૭૦ | ૩૮૨ાા ૯૫ | ૪૮૨ાા૧૨૦ |
| ૯૨ાા૨૨ાા | ૧૯૨ાા૪૭ાા | ૨૯૨ાા૭૨ાા | ૩૯૨ાા ૯૭ાા | ૪૯૨ાા૧૨૨ાા |
| ૧૦૨ાા૨૫ | ૨૦૨ાા૫૦ | ૩૦૨ાા૭૫ | ૪૦૨ાા૧૦૦ | ૫૦સા૧૨૫ |
| ૫૧૨ાા૧૨૭ાા | ૬૧૨ાા૧૫૨ાા | ૭૧૨ાા૧૭૭ાા | ૮૧૨ાા૨૦૨ાા | ૯૧૨ાા૨૨૭ાા |
| ૫૨૨ાા૧૩૦ | ૬૨૨ાા૧૫૫ | ૭૨૨ાા૧૮૦ | ૮૨૨ાા૨૦૫ | ૯૨૨ાા૨૩૦ |
| ૫૩૨ાા૧૩૨ાા | ૬૩૨ાા૧૫૭ાા | ૭૩૨ાા૧૮૨ાા | ૮૩૨ાા૨૦૭ાા | ૯૩૨ાા૨૩૨ાા |
| ૫૪૨ાા૧૩૫ | ૬૪૨ાા૧૬૦ | ૭૪૨ાા૧૮૫ | ૮૪૨ાા૨૧૦ | ૯૪૨ાા૨૩૫ |
| ૫૫૨ાા૧૩૭ાા | ૬૫૨ાા૧૬૨ાા | ૭૫૨ાા૧૮૭ાા | ૮૫૨ાા૨૧૨ાા | ૯૫૨ાા૨૩૭ાા |
| ૫૬૨ાા૧૪૦ | ૬૬૨ાા૧૬૫ | ૭૬૨ાા૧૯૦ | ૮૬૨ાા૨૧૫ | ૯૬૨ાા૨૪૦ |
| ૫૭૨ાા૧૪૨ાા | ૬૭૨ાા૧૬૭ાા | ૭૭૨ાા૧૯૨ાા | ૮૭૨ાા૨૧૭ાા | ૯૭૨ાા૨૪૨ાા |
| ૫૮૨ાા૧૪૫ | ૬૮૨ાા૧૭૦ | ૭૮૨ાા૧૯૫ | ૮૮૨ાા૨૨૦ | ૯૮૨ાા૨૪૫ |
| ૫૯૨ાા૧૪૭ાા | ૬૯૨ાા૧૭૨ાા | ૭૯૨ાા૧૯૭ાા | ૮૯૨ાા૨૨૨ાા | ૯૯૨ાા૨૪૭ાા |
| ૬૦૨ાા૧૫૦ | ૭૦૨ાા૧૭૫ | ૮૦૨ાા૨૦૦ | ૯૦૨ાા૨૨૫ | ૧૦૦૨ાા૨૫૦ |

## મનોયત્ન.

(૧) ૭, ૧૭, ૪૨, ૫, ૧૨, ૩૦, ૭૫, ને ૮૭ અઢીયું કેટલા?

(૨) એક શેરના ૨ાા પૈસા તો ૩૫ શેરના કેટલા ?

(૩) એક રૂપીઆનું ૫૯ શેર તો ૨ાા રૂપીઆનું કેટલું ?

(૪) ૨ાા આનાની પાઇ, ૨ાા રૂપીઆના આના કેટલા ?

(૫) કઈ સંખ્યામાં ૨ાા ઉમેરીએ તો ૯૦ાા, ૧૧૦, ૧૩૫, ને ૧૫૦ થાય.

## નાણાંની સાધારણ વાત.

સાધન—નાણું હાજર રાખીને ચલાવવી.

**૧**

૧ પૈસાના અધેલા ૨.
૧ પૈસાની પાઇઓ ૩
૨ પૈસાનો ઢબુ ૧
૨ ઢબુનો આનો ૧

**૨**

૪ પૈસે આનો ૧
૮ પૈસાની બે આની ૧
૧૬ પૈસાની પાવલી ૧
૩૨ પૈસાનો અર્ધો ૧
૬૪ પૈસાનો રૂપીઓ ૧

**૩**

૪ પૈસાનો આનો ૧
૨ આનાની બે આની ૧
૪ આનાની પાંવલી ૧
૮ આનાનો અર્ધો ૧
૧૬ આનાનો રૂપીઓ ૧

**૪**

૨ આનીની પાવલી ૧
૪ બે આનીનો અર્ધો ૧
૮ બે આનીનો ૧ રૂપીઓ ૧
૨ પાવલીનો અર્ધો ૧.
૪ પાવલીનો રૂપીઓ ૧

### મનોયત્ન.

(૧) ૩ આનાની પાઇઓ કેટલી? ૧ાા રૂપીઆના પૈસા કેટલા?
(૨) ત્રણ બે આનીના પૈસા કેટલા આવશે?
(૩) એક ચોપડીની કિંમત એક પાવલી, એક બે આની અને ૭ પૈસા આપ્યા તો કેટલી ગણાઇ?
(૪) ૭ રૂપીઆની બે આનીઓ કહો.
(૫) એક રૂપીઓ અને પાવલીના પૈસા કેટલા આવે?
(૬) ૧ રૂપીઆની પાઇઓ કેટલી?
(૭) ૬૪ બે આનીના રૂપીઆ કેટલા?
(૮) મારી પાસે ૧ાા રૂ. ને ૬ પૈસા હતા તેમાંથી ૦)≡ નાં કેળાં લીધાં, ૬ પૈસાનાં બોર લીધાં અને ૨ પૈસાની પાનસોપારી લીધાં તો શું વધ્યું હશે?

---

## વખતનું કોષ્ટક.

| | |
|---|---|
| ૧ દિવસના ૨૪ કલાક. | ૩૦ દિવસનો ૧ મહિનો |
| ૧ કલાકની ૬૦ મિનિટ | ૭ દિવસનું અઠવાડિયું. |

## અઠવાડિયાના વાર.

સોમ; મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રવિ.

## બાર મહિના.

| | | | |
|---|---|---|---|
| ૧ કારતક, | ૪ માહ. | ૭ વૈશાખ. | ૧૦ શ્રાવણ |
| ૨ માગશર. | ૫ ફાગણ. | ૮ જેઠ. | ૧૧ ભાદરવો. |
| ૩ પોશ, | ૬ ચૈત્ર. | ૯ અશાડ | ૧૨ આસો |

## મનોયત્ન.

(૧) અઠવાડિયાના દિવસ કેટલા?

(૨) આપણી નિશાળમાં અઠવાડિયામાં કેટલા દિવસ ભણવાનું કામ ચાલે છે?

(૩) રા દિવસના કલાક કેટલા?

(૪) કાર્તક મહિનામાં તહેવાર ક્યા આવે છે?

(૫) ઉતરાણ ક્યા માસમાં આવે?

(૬) ફાગણ માસમાં અને ચૈત્ર માસમાં કયું પર્વ આવે?

(૭) દીવાળી ક્યા માસમાં આવે?

(૮) શ્રાવણ માસના તહેવાર બોલો.

(૯) શિયાળાના મહિના ગણાવો.

(૧૦) ચોમાસાના ચાર મહિના બોલો.